


શક તલકશી એન્ડ સન્સ એમ્પાયર બીલ્ડીંગ હોર્નબી રોડ મુંબાઈ

શિશુ સાહિત્યમાળા પુષ્પ ૫ મું.

# નિસરણી.

## પાંચમું પગથીયું.

લેખકો:
વજુભાઇ દવે અને ગોવિંદભાઇ ઠાકર.

પ્રકાશક:
જેચંદ તલકશી એન્ડ સન્સ,
એમ્પાયર બિલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબઇ.

બે આના

આવૃત્તિ પહેલી. ∴ સને ૧૯૩૯

શિશુ સાહિત્યમાળા,

સંપાદક,

વજુભાઇ દવે,

એલીસબ્રીજ : અમદાવાદ.

મુદ્રક : મનુભાઇ અમૃતલાલ શેઠ,
સ્વાધીન મુદ્રણાલય : રાણપુર.

ક - કં - કંઠ

ઘ - ઘં - ઘંટ

શ - શં-શંખ

ર - રં- રંગ

ન - નં-નંગ

ડ - ડં - ડંખ

ઉ - ઉં - ઉંટ





ઘંટ વગાડ.

શંખ વગાડ.

રંગ બતાવ.



શંખ લાવ.

હંસ બતાવ.

ચ-ચા-ચાંચ,
પ-પા-પાંખ,
દ - દા - દાં ત,
પ-પા-પાંચ,
વ-વા-વાંસ,
વ-વા-વાંચ.



વાંસ.

પ - પં- પંખી.

વી-વીં-વીંછી.

વી-વીં-વીંટી.

ખી-ખીં-ખીંટી.

ભી-ભીં-ભીંત.

ભી-ભીં-ભીંડા.

આ વીંછી.

આ પીંછી.

આ વીંટી.

આ ખીંટી.

આ ભીંત.

આ ભીંડા.

ચકલીની ચાંચ.

ચકલીની પાંખ.

ચકલી ચકલી,

ચાંચ બતાવ.

ચકલી ચકલી,

પાંખ બતાવ.

આ મારા દાંત.

મારા દાંત સારા.

તારા દાંત સારા.

× × ×

દાતણ લઇ દાંત ઘસ.

દાતણ લઇ દાંત સાફ કર.

દાતણ લઇ જીભ સાફ કર.

પાઠ વાંચ.

છાપાં વાંચ.

પાઠ બરાબર વાંચ.

છાપાં બરાબર વાંચ.

કવિતા વાંચ.

કવિતા બરાબર વાંચ.



છ ખીંટી બતાવ.

ચાર ભીંત બતાવ.

વીસ ભીંડા બતાવ.

છ ખીંટી ગણ.

ચાર ભીંત ગણ.

વીસ ભીંડા ગણ.

મહાભારત વાંચ.

રામાયણ વાંચ.

ગીતા વાંચ.

× × ×

પીંછી ચીતર.

વીંછી ચીતર.

રીંછ ચીતર.

વીંટી ચીતર.

ગંજી ખડક.

ગંજી પર ચડ.

× × ×

ગંજીફાનાં પાનાં લાવ.

ગંજીફાનાં પાનાં ગણ.

ગંજીફાનાં પાનાંથી રમ.

× × ×

કાળીની રાણી બતાવ.

લાલની તીડી બતાવ.

ખંજર.

ખંજરી.

મંજીરા.

બંગડી.

લંગડી.

રીંગણાં.



શીંગડાં.

છીંકણી.

ટીલું.



લંગડી રમ.

ખંજરી વગાડ.

બંગડી લાવ.

મંજીરા વગાડ.

રીંગણાં વઘાર.

છીંકણી ફગાવ.



કંકર.

શંકર.

સંજય.

ખંજર.

ચંચળ.

કમંડળ.

આ કંકર.

આ શંકર.

આ ખંજર.

× × ×

પંદર કંકર.

પંદર ખંજર.

× × ×

કંકરના શંકર.

શંકરના કંકર.

નદી કિનારે કંકર.

નદી કિનારે શંકર.

× × ×

આવ, સંજય, આવ.

ભાથામાંથી ખંજર લાવ;

ખંજરની ધાર સારી નથી,

ખંજરની વાત ગમતી નથી.


આંબા ડાળ !
સરવર પાળ !
રાધા રમણ,
હીંચકા ખાય.

શિયાળામાં પાક ખા.

શિયાળામાં ઘી ખા.

શિયાળામાં મધ ખા.

શિયાળામાં માખણ ખા.

શિયાળામાં ગાજર ખા.

શિયાળાના તડકામાં ફર.

શિયાળાના તડકામાં રખડ.




સરસ મજાની સડક !

સરસ મજાનાં ઝાડ !

સરસ મજાના બગીચા !

સરસ મજાનાં ઘર !

સરસ મજાની હવા !

ચાલ, રમા, ચાલ.

ચાલવાની મજા !

ઉનાળામાં શરબત પી.

લીંબુનાં શરબત.

ફાલસાનાં શરબત.

નારંગીનાં શરબત.

ઠંડાં મજાનાં શરબત પી.

ઉનાળામાં શરબત સારાં.



ચીંચીં કરતા ઉંદરભાઈ,

દરમાં વસતા'તા સંતાઈ,

મીની માશી આજ નથી,

મીની બાઈની બીક નથી.

હરતા ફરતા રમતા જાવ,

પાછા દરમાં સંતાઈ જાવ.

ગામડાંમાં તાજાં શાક.

ગામડાંમાં તાજાં ફળ.

ગામડાંમાં તાજી હવા.

× × ×

ગામડાંનાં મીઠાં પાણી.

ગામડાંની મીઠી છાશ.

× × ×

ગામડાંનાં મીઠાં માણસ.



માથા ઉપર પાઘ બાંધી,

ખભા ઉપર ઢાલ બાંધી,

હાથમાં તલવાર રાખી,

કમર ઉપર કિનખાબ બાંધી,

વાઘ મારવા,

કાઠી જાય.

નાનાભાઇનાં કપડાં,

નાનાભાઇનાં ઝબલાં.

નાનાભાઇનાં રમકડાં.

નાનાભાઇના મંજીરા.

નાનાભાઇનાં કાગળીયાં.

નાનાભાઇનાં ચીતર.

નાનાભાઇના પતંગ.

નાનાભાઇના ભમરડા.




ચકી, ચકી, આમ આવ.
ઝાડ ઉપરથી આમ આવ.
ચક ચક કરતી આમ આવ.
આ ફળિયામાં રમવા આવ.

× × ×

કાના, કાના, આમ આવ.
ઘરમાંથી બહાર આવ.
ગરિયા લઈ, બહાર આવ.
આ ફળિયામાં રમવા આવ.

માધા કાકાની છાપરી,

છાપરીમાં પરબ,

પરબમાં માટલાં,

માટલાં માટીનાં.

માટલાંમાં પાણી,

માધા કાકા પાણી પાય.

પાણી પાઇ કાકા હરખાય.



ગાગર માંજ.

માટલી માંજ.

ડાહી રમા, વાસણ માંજ.

પાણી લઇ, વાસણ માંજ.

માટી લઇ, વાસણ માંજ.

રાખ લઇ, વાસણ માંજ.

વન વગડામાં
ફરવા જાઉં.
ફરતાં ફરતાં
જામફળ ખાઉં.
કાચાં જામફળ
નાખી દઉં.
ફાંટ ભરી
પાકાં લઇ લઉં.



આઘા જાવ, આઘા જાવ,
બાબાભાઈની ગાડી આવી.
ચાલણ ગાડી ચાલી જાય,
બાબાભાઈ મનમાં હરખાય.

* * *

ધીરા થાવ, ધીરા થાવ,
બાબાભાઈ ધીરા થાવ.
અહીંયાં આવ અહીંયાં આવ,
બાબાભાઈ, અહીંયાં આવ.
આ આપણાં રમકડાં,
રમકડાંથી રમવા આવ.



આ બિચારાં માછલાં,
માછલાં મમરા ખાય.
માછલાં દાળિયા ખાય.
માછલાં નદીમાં જાય.
માછલાં દરિયામાં જાય.
તરતાં તરતાં રમતાં જાય,
રમતાં રમતાં, જાળમાં ફસાય.

× × ×

લાંબી લાંબી નદી ગમી.
ખળ ખળ કરતી નદી ગમી.
લીલી લીલી ધરતી ગમી.